# ·વિષયાનુક્રમણિકા




| | |
|---|---|
| પ્રવેશક ... ... ... ... ... | ૧ થી ૧૫ |
| ારૂચ ... ... ... ... ... | ૧૬ થી ૩૨ |
| ાંદોદ કરનારી ... ... .. ... | ૩૩ થી ૩૬ |
| ોમનાથ ... ... ... ... ... | ૩૬ થી ૫૨ |
| સિદ્ધપુર ... ... ... ... ... | ૫૩ થી ૬૭ |
| ારકાપુરી ... ... ... ... ... | ૬૮ થી ૮૪ |
| ાકોરજી ... ... ... ... ... | ૮૫ થી ૯૦ |
| ંબાજી ... ... ... ... ... | ૯૧ થી ૯૪ |
| ાવાગઢનાં મહાકાળી ... ... ... | ૯૫ થી ૧૦૫ |
| હુચરાજી ... ... ... ... ... | ૧૦૬ |
| પાવાપુરી ... ... .. ... ... | ૧૦૭ થી ૧૨૦ |
| ાઢેરા ... ... ... ... ... | ૧૨૧ થી ૧૩૨ |
| ેડબ્રહ્મા ... ... ... ... | ૧૩૩ થી ૧૩૯ |
| ાબુ ... ... ... ... ... | ૧૪૧ થી ૧૫૩ |
| ગિરનાર ... ... ... ... ... | ૧૫૪ થી ૧૬૫ |
| ાત્રુંજો ... ... ... ... ... | ૧૬૬ થી ૧૮૦ |
| ાડા ... ... ... ... ... | ૧૮૧ |
| ાકતાલ ... ... ... ... ... | ૧૮૨ |
| ારાયણસર ... ... ... ... ... | ૧૮૬ |
| ાટેશ્વર ... ... ... ... ... | ૧૮૮ |
| ારિશિષ્ટ ... ... ... ... ... | ૧૮૯ થી ૧૯૩ |




# પઢીઆરની યાદ



લેખકઃ
રા. મનુ સુબેદાર

'ગુજરાત'ના રા. તંત્રી મુનશીજી તરફથી પઢીઆર સ્મારક અંક માટે 'ઉપોદ્‌ઘાત' લખવાનું મને કહેવામાં આવ્યું, ત્યારે હું લેખક ન હોવાથી, મેં આનાકાની કરી હતી; પણ 'પઢીઆરના તમે ઘણા વર્ષો સુધી દોસ્ત હતા માટે કાંઇક તો જરૂર આપો' એમ આગ્રહ થતાં કાંઇક મોકલું છું.

પઢીઆરનું જીવનવૃત્તાંત લખવાનો હું દાવો કે પ્રયાસ કરતો નથી. જેઓ જીવનકથા લખે છે તેઓ એક વ્યક્તિનું કેટલું આછું અને અપૂર્ણ ચિત્ર આપી શકે છે તે જાણવાનો પ્રસંગ મને પૂર્વે કેટલીક વખત આવ્યો છે. મનુષ્યનું તેજ, એનું પોતાપણું અને એનું જીવન રહસ્ય તેની સાથેજ ચાલ્યું જાય છે. તેના જીવનના અનુભવોમાં કયો મોટો અને કયો નાનો, કયો હતો અને કયો છે, કયો મહત્વનો અને કયો ક્ષુદ્ર, તેનો નિશ્ચય બીજું કોઇ તે કરી શકેજ નહીં. દરેક માણસના જીવનમાં જાહેર અને વ્યક્તિગત એમ બે જાતના પ્રસંગો હોય છે. અને વ્યક્તિગત બીનાઓને—લોકોની નજરથી નકામી લાગતી, સમાજની નજરે ઉતરતી અને ક્ષુદ્ર ગણાતી ઘણી નાની વાતોને—એક મનુષ્યના માનસિક પ્રદેશમાં મોટું સ્થાન હોય તેની પ્રગતિઓમાં તે અનેક ક્રાંતિઓ કરી નાખે છે. સહોદરો અને લાંબો સહવાસ ધરાવતા મિત્રો પણ થોડુંકજ જાણે, અને ઘણીજ સહાનુભૂતિ છતાં પણ અસલ વ્યક્તિનું જીવન તેઓ આલેખી શકે એમ માનવું ભુલભરેલું છે. ઘણી વખત તેમ કરવાની જરુર પણ ઓછી દેખાય છે. કારણ કે મનુષ્યની હસ્તીમાં મોટા પાઠો બહારના સૂચનોથી ન આવતાં અંતરની પ્રેરણાઓથી આવે છે.

પઢીઆરના જીવન માટે કંઈક લખું એમ કહેવા જતાં, મારી અયોગ્યતાનો વિચાર આવવા સાથે એમ પણ લાગે છે કે થોડા શબ્દોમાં શું કહેવાય? અને જે કહેવા જેવું છે તે કહેતાં જનસમાજ બધું સમજી શકે કે સમજવા માગે પણ ખરો? ગુજરાતમાં ઉચ્ચ પ્રતિના વિચારોનો મોટો ફેલાવો કરનાર શિક્ષક તરીકે તેમનું નામ જાહેર થશે, જળવાશે એમાં શક નથી. સાહિત્યસેવાનો અર્થ જો જડબા ભાંગી જાય તેવા સંસ્કૃત શબ્દોનો પ્રયોગ કરી, અર્થ બેસે કે નહીં, નો પણ પરદેશી લખાણો ઉપરથી તરજુમો અથવા પડછાયો બનાવી વાંચકો પાસે મુકવો એ હોય, તો અમૃતલાલ પઢીઆરનું સ્થાન ઉંચું નહીં આવે. પણ ઉચ્ચ આશય સમજવો અને સમજાવવો, ઉચભાવના જીવનમાં ઉતારવામાં સચોટ અને સ્પષ્ટ વચનોથી વાંચકોને સહાય થાય એવો જે લેખકોનો પ્રયાસ હોય અને તેમ કરવામાં જેઓને સફળતા મળી હોય, તેઓને જો સાહિત્યકાર તરીકે ગણવામાં આવે તો પઢીઆરનું નામ ગુજરાતના સાહિત્યપ્રદેશમાં ચિરસ્મરણીય રહેશે.

પઢીઆરનું લેખક તરીકેનું જીવન તેમની નાની વયથી તેમના અંત સુધીનું હતું એમ કહી શકાય. તેમની લેખનશૈલી કાંઈક વિસ્તૃત હતી. અને જ્યારે મેં એક વખત તેમને કહ્યું કે જે પચાસ પાનામાં લખો છો તે પાંચમાં લખો તો સારું, ત્યારે તેમણે મને ઉત્તર આપેલો કે "હું તમારે માટે લખતો નથી. અંગ્રેજી, સંસ્કૃત અને બીજી ભાષાઓનું સાહિત્ય વાંચવાની શક્તિ અને તક ધરાવનારા સમાજમાં સોમાં અડધા એક ટકા જેટલા પુરુષો માટે હું લખતો નથી હું જેઓને મોટા સાહિત્યના કિનારા પર જવાની તક નથી તેવા હજારો ગામડીઆઓ, સ્ત્રીઓ, ખેડુતો, વિદ્યાર્થીઓ, શિક્ષકો અને જિજ્ઞાસુઓ માટે, તેઓ સમજી શકે એવી સાદી ભાષામાં અને તેઓને યાદ રહે તેમ વિસ્તારીને જાણી જોઇને આમ લખું છું." જ્યારે તેમની વાત કબુલ કરતાં મેં હસીને કહ્યું કે "ગુજરાતના સાહિત્યમાં લેખક તરીકે તમને નામ નહીં મળે" ત્યારે તેમણે કહેલી હકીકત લખવાની મરજી થાય છે. તેમણે કહ્યું કે "ગુજરાતમાં સાક્ષર તરીકેની નામના નાગર શીવાય કોઇ કાઢી શકે તેમ

બનવાને હજી ઘણા દાયકા જોઇશે." તેમણે નારાયણ હેમચંદ્ર, જે પોતાનો પરમ મિત્ર હતા, અને જેના અત્યંત ગરીબી અને દુરવસ્થામાં ગોકલદાસ હોસ્પીટલમાં તુરતમાં થએલા મરણ વખતે તેઓ હાજર હતા, તેનો દાખલો આપી કહ્યું કે "નારાયણને હાથે બસોની સંખ્યા ઉપર નાના મોટા અને કેટલાક ઘણા ઉપયોગી ગ્રંથો ગુજરાતી ભાષામાં બહાર પડયા છે, પણ તેની કોઇ ઠેકાણે કોઇએ જાહેર કદર કરી નહીં.' આના કારણમાં તેઓએ નાગર સાક્ષરોના મનનું ટુંકાપણું દર્શાવ્યું હતું. સાહિત્યકાર તરીકે પોતાની તુલના ઓછી થાય કે વધુ પણ પ્રજાના મોટા ભાગને પોતાના લેખોનો લાભ મળે તેજ તેમનું લક્ષ્ય હતું.

સમાજની સામે બળવો તે પઢીઆરના જીવનમાં અને માનસિક પ્રદેશમાં સર્વ વસ્તુઓની સૂચક ચાવી છે. તેમના નાનપણના અને પોતાને નાપસંદ લગનની સર્વ તૈઆરીઓ પાછળ ફેંકી તેઓ ચાલી નીકળ્યા હતા, અને આજ કન્યા સાથે તેજ વખતે તેમના નાના ભાઇનું લગન કરીને તેમના કુટુંબે હિંદુ લગનની ભાવનાને જગતની નજરમાં અધમ પુરવાર કરી હતી. હીંદુ વિધવાઓની ફરજ્યાત કફોડી સ્થિતિ જોઇ તેમનું આર્દ્ર હૃદય દાઝી ગયું હતું, અને "આર્ય વિધવા" એ પુસ્તક, એ સમજી પણ ન શકાય, અને તોડી પણ ન શકાય એવા કફોડા સમાજબંધનની સામેનો તેમના દયાળુ દીલનો પ્રથમ પ્રહાર. પાછળથી તેઓના પ્રયાસો આ રીતના સીધા ફટકાઓથી સમાજને સુધારવાના નહોતા. રૂઢિબંધન અમાનુષી છે એમ કહેવાથી રૂઢિઓ નીકળતી નથી. સમાજની બીક, જેમની પાસેથી સ્નેહ અને સહાય મળવાં જોઇએ તેમનીજ પાસેથી વહુને, દીકરીને, બાલકને, સેવકને, કઠોરતા અને જુલમ અપાવે છે. આ નિષ્ઠુરતા કરનારા અને જેમના પ્રત્યે થઇ હોય તે બન્ને પાપ અને દુઃખના ભાગી બને છે, છતાં તેમાંથી બહાર નીકળવાનો પ્રયાસ સરખો થતો નથી, તે જોઇને પઢીઆરને જે પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, તે સમાજને માનુષીપણામાં લાવવા ઇચ્છનાર, દેશોન્નતિ ચહાનાર અને પ્રજાનું ગૌરવ વધારવાની હોંસ કરનાર દરેક વ્યક્તિને દરેક દેશમાં થયો હશે

અને થશે-અને તે એ કે,

"બંદા ચકમ કે દુનીઆ દીવાની ?"

"સાચું સ્વર્ગ" વિગેરે પછીના પુસ્તકોમાં વ્યક્તિનો હક સિદ્ધ કરવાની વાત, અથવા અંગ્રેજોનું અનુકરણ કરીને સમાજને તોડી નાખવાની વાતના કરતાં અસલ હીંદુ ધર્મની ઉદાર ભાવનાનો પુનરુદ્ધાર કરવાની અને ધર્મને જમાના અનુસરતો કરવા પર વધારે ભાર દેવામાં આવ્યો છે. આભડછેટ અને અન્યાયી રૂઢિઅંધનો સહૃદયપણું, જે મનુષ્યને ઇશ્વરની નજીક લઇ જનારો દૈવી ગુણ છે તેને દબાવી દે છે, અને પ્રજાને નમાલી બનાવે છે, માટે દૂર થવા જોઇએ: આ રીતે સમજાવટના શબ્દોમાં પણ સમાજ સામેનો તેમનો બળવો સ્પષ્ટ દેખાય છે.

જગતના આર્થિક બંધારણ સામેનો વિરોધ એ તેમના જીવનની બીજી ચાવી છે. મહામહેનતે આખો દિવસ બીજું કામ કર્યા પછી રાત્રે લખવા વાંચવાનો આરંભ કરતાં શરૂઆતમાં જેમને ત્યાં નોકરી કરતા તે શેઠે આવીને બત્તી બંધ કરાવી નાખી, તેનો આઘાત ઘણા વર્ષો સુધી તેમને રહ્યો હતો. "વિદ્વાનોની બત્તી ગુમ" એ તેમના પોતાના સંબંધ ખરો બનેલો પ્રસંગ તેમણે પાછળથી પોતાના પુસ્તકમાં લખ્યો હતો. ગરીબી સૌને સાલે પણ પઢીઆરને કાંઇક જુદી રીતે તેનો ત્રાસ હતો. જ્ઞાન મેળવવા અને ફેલાવવામાં એ સાધનો કેટલાં ઉપયોગી થઇ પડે તે સમજાય પછી સાધનોની કોતાઇ એ તેમને અન્યાય તરીકે દેખાતી. "પ્રેમ પ્રેમ અને પ્રેમ" એ પુસ્તક તેમણે બહુ જુવાનીમાં લખ્યું છતાં વ્યક્તિગત અથવા ઇશ્વરગત પણ સાચો પ્રેમ કેટલો બધો ઉંચે લઈ જનારો છે, અને માણસની હલકી વૃત્તિઓને દાબીને કેટલી રીતે તેના દેવતાઈ ગુણોને બહાર લાવે છે, તે એમાં સારી રીતે દેખાડી આપ્યું છે. આ પુસ્તકમાં "રસિકતાનો હપકો" એ પ્રકરણ તેમણે પોતાના સૌ લેખોમાથી વધુ લાગણીથી લખાયલો હોઇને મારી પાસે વાંચ્યો હતો. તેમાં આટલી રસિકતા, આટલું, બધું સમજવાની શક્તિ, આવા દરિદ્રી પાસે ક્યાંથી આવી; કાં આવી, તે તેઓ પોકાર કરીને પુછે છે. આ વિષયમાં પણ

પઢીઆર " બોલ્શેવીક " નહોતા. વિધાતાની કૃપા પામેલા શ્રીમંતો સમાજના ભલા માટે પોતાના સાધનો વાપરવાને બંધાએલા હતા, એમ એમનું માનવું હતું શ્રીમંતો જો પોતાની ફરજ સમજે તો વિદ્યાપ્રચાર અને સમાજની પ્રગતિ ઘણી જલ્દી થાય, એમ તેઓ માનતા. શ્રીમંતોએ ખુશામતમાં ન ફસાતાં પોતાનો પૈસો એ પ્રજાના અનામત નાણા છે એમ માની કેવી ફરજો બજાવવી તે વિષેના ઘણા લેખો તેમના પુસ્તકમાં મળે છે પઢીઆરની ગરીબી છેવટ સુધી રહી. તેને દૂર કરવાના કેટલાક ઉપાયો મારી સાથે યોજતી વખતે તેમનો અપૂર્વ આનંદ મને યાદ આવે છે. હંમેશ મારી સાથે રહી તેમની બધી જરૂરીઆતો પુરી પાડવાની વાત મેં તેમને કહેલી, અને તેમ કરવાથી પોતાના પુસ્તકો સસ્તી અને પડતર કીમતે ઘણો વધુ ફેલાવો પામશે, એવો પોતાનો મનોરથ સિદ્ધ થવાની તક ઉભી થતાં તેમનો ઉત્સાહ જોવા જેવો થયો હતો, પણ ત્યાર પછી એક બે મહીનામાજ મારે ત્યાં તેમનુ અવસાન થયું. હું તેમનું મૃત્યુ અકાળ ગણુ છું. તે તેમને કોલેરા થયો હતો માટે નહીં, પણ તેમની શરીરની ક્ષીણ થઇ ગએલી શક્તિને લીધે અને આ સ્થિતિ તે તેમની પહેલાંથી રહેલી ગરીબીનેજ આધારે હતી. હીંદુ સમાજના મધ્યમ વર્ગમાં ખાવાનું પુરતુ ન મળવાથી શરીરની સ્થિતિ ખરાબ રહે છે, તે હું બહારના લોકોને જોઇને નહીં, પણ મારા પોતાના અનુભવથી કહુ છું; કારણ કે હું પણ પઢીઆરની જેમજ ગરીબ જીંદગીમાં ઉછર્યો હતો, અને ઉપર લખેલી યોજના મારી સ્થિતિ સુધરવાથીજ તેમને માટે નક્કી કરી શકયો હતો. પઢીઆરના મૃત્યુમાથી ચોકસ વર્ગના ખોરાક અને શારિરીક સ્થિતિનો વિચાર સીધી રીતે ઉત્પન્ન થાય છે. પઢીઆર દસ વર્ષ વધુ જીવ્યા હતે તો તેમની વિચારશીલ પ્રકૃતિમાથી કેટલી નવી વાતો, કેટલા સ્થળે પહોંચી હતે તેનો ખ્યાલ કરૂં છુ ત્યારે આ કહેવા શિવાય ચાલતુ નથી.

પઢીઆરનો સ્ત્રીઓ તરફનો ભાવ તેમના પુસ્તકોમા, અને તેમની વાતચીતમાં સ્ત્રીઓને ઉદ્દેશીને અનેક વખત વપરાયેલા " દેવી " શબ્દમાંથી

જ્યારે, પુરુષની જીંદગી અનેક રીતે બગાડી નાખવાની અને અનેક રીતે સુધારી નાખવાની સ્ત્રીઓમાં રહેલી શક્તિ તેઓ હંમેશ ખ્યાલમાં રાખતા. સમાજનું પછાતપણું પણ સ્ત્રીઓ સુધરવાથીજ નીકળી જાય એમ તેઓ માનતા. " સંસારમાં સ્વર્ગ " ની ભાવનામાંથી આવે પણ સ્ત્રી તે ભાવનાની ભાગીદાર ન હોય તો કાંઇ થાય નહીં. સ્ત્રીઓ માટે તેમણે ઘણું લખ્યું છે. સ્ત્રીઓની જીંદગીનું અવલોકન કરતાં તેમને હંમેશાં મજા પડતી " રંગીકડી, " ' મધુરી, " ' મીઠડી " " નાજુકડી, " વિગેરે નિર્દોષ શબ્દો તેમણે સ્ત્રીઓનું હોંશીલાપણું તેઓની ભીન-જવાબદારી, તેમનું નરમીપણું અને તર્ક ને ન્યાયની વિરૂદ્ધ લાગણીઓથી દોરાઇ જવાની તેમની ટેવને મળ્યા. અબળાનું નામ ધારવા છતાં સ્ત્રીઓ હીંદુસમાજમાં ઘણી સત્તા ભોગવે છે એમ સમજીને તેઓ સ્ત્રીઓને હાથે સમાજની પુનરચના કરાવવા મથતા. અવિવાહિત સ્થિતિને લીધે સ્ત્રી માનુષીથી ભાવો ભરેલી અને ખામીઓવાળી અને કંટાળો આપનારી સ્વાર્થી કે ચંચલ છે એમ તેમના અનુભવમાં આવ્યું નહોતું. દૂરથી અને દોસ્ત કે પરોણા તરીકે સ્ત્રીઓના સમાગમમાં આવ્યાથી સ્ત્રીઓનું " દેવીપણું " તેમની નજરમાં અંત સુધી ઓછું થયું નહોતું. તેમને પોતાના અને બીજાઓના જીવન પ્રસંગોમાંથી ગાઢા સંબંધની ગરમીમાં સ્વભાવનો અભ્યાસ કરવાની ઘણીએ તકો મળેલી પણ તેને છેડે પરદર્શિત્વ ( cynicism ) ઉભું થવાને બદલે સ્ત્રીઓ વિષે ભાવનાશાલિતા ( idealism ) તેઓ છેવટ સુધી જાળવી શક્યા હતા એ તેમના સહૃદયપણાનું જ મોટું ચિહ્ન હું ગણું છું.

નવીન વિદ્યાની તરફ તેઓ ખેંચાતા. મસ્તકશાસ્ત્ર અને મેસ્મેરીઝમ બંને તેઓએ ઘણા વર્ષો સુધી શોખથી જાળવ્યા. નવીન વિચારો જ્યાં મળે ત્યાંથી જાણી લેવા તેઓ મથતા. વાંચનમાં ઘણો સમય ગાળવા ઉપરાંત જેમની પાસેથી નવું જાણવાનું મળે તેમની સોબત તેઓ શોધતા. નવીન સ્વાદ તેમને હમેશ આકર્ષતો. પાકશાસ્ત્રમાં પ્રવીણતા એટલે સાધારણ

રમોઇ નહીં પણ ખાસ બાબતો ઉપર તેમને ઘણો પ્રેમ હતો. વૈદકનો તેમનો અભ્યાસ મોટો હતો અને હીંદુસ્થાનની જડીબુટ્ટી તેમજ અનેક વનસ્પતિઓમા કાંઇ કાઇ ઘણી ઉપયોગી અને હમણાંની પ્રજાનુ આરોગ્ય સુધારી આપે એવી ચીજો રહેલી છે એમ તેઓ માનતા આ વિષયની તેમણે હજારો નોંધો કરેલી હશે. તેનું શુ થયુ તે તપાસ કરવાની જરૂર છે. જાનવરો તરફ માયા, બાલકોની સાથે તો તેમનો સાચો આનદ અને મળતાવડાપણું એનો જેમણે જોયા હોય તેજ સમજે.

ઉત્તર વયમાં ભક્તિ તરફ તેઓ ઢળ્યા હતા "યજ્ઞાના જપ યજ્ઞોઽસ્મિ" એ રીતે ૐ કારનો જપ તેમનો ચાલુ હતો જાદવજી મહારાજની મડળીના તેઓ એક મોટા સ્થભ હતા. સાધુઓની સગત રાખતા અને તેમા આનદ માનતા આત્મસાધનાના તેમના પ્રયાગો ઘણા હતા અને કૈંક અનુભવો થયા હશે, કૈંક મેળવવાની અભિલાષા તેઓ ધરાવતા

પઢીઆરના અવાજમા મધુરતા હતી તેઓના સ્વભાવમા મીલનસાર પણું હતુ તેઓ જ્યા જાય ત્યા તેમને આદર મળતો તે ઉપરના વિવેકનો નહીં પણ સાચો હતો તેઓના આગમન સાથે થતી જાય સચ્ચિદાનદની ઘોષણા જેમણે સાભળી હશે તેમને તેની ઉણપ હજી લાગ્યા કરતી હશે

મનનું ધાર્યું અને ખરૂ હોય તે બહારના દબાણથી અને કાઇક બ્હીકથી છોડી દેવુ પડે તેવો એક પ્રસંગ તેમને પ્રાપ્ત થએલો "સ્વર્ગની જીદગી" નામના પુસ્તકમા ગોવિદસિંહ, રાણા પ્રતાપ વગેરે કેટલાક પ્રસગો તેમણે આલેખ્યા. આ પુસ્તક છપાઇ ગયુ પછી તેમને કોઇએ કહ્યુ કે આ કાયદામાં આવી જશે એક જાણીતા સાક્ષર બારીસ્ટરે તે તપાસીને તેમને સલાહ આપી કે બહાર પડશે નહીં. મે તેમને આગ્રહ કર્યો કે બહાર પાડી નાખો અને મારું માનીને તેમ કરો જેલમાં જવાનો વખત આવે તો પણ તેમણે લેવો કારણ કે, કુટુંબની કે બીજી જોખમદારીઓ શિવાયના હતા એમ તેમણે પોતે મને કહ્યુ પણ તેમના બીજા કેટલાક બીકણ મિત્રોએ બીજી

રીતે સલાહ આપી. બીજાઓના મન ઉપર તેઓ કાંઈક વધુ ચાલતા અને આ સ્વભાવને લઈને આ પુસ્તકોનો તેમણે નાશ કર્યો. તેમાં હજાર બારસો રૂપીઆ, જે તેમને માટે ઘણી મોટી રકમ ગણાય, તેનું નુકશાન થયું પૈસાના નુકશાનથી નહીં પણ અંતરના ધક્કાથી તેમને ઘણું દુઃખ લાગ્યું હતું અને તેમને સલાહ આપનારો વર્ગ સરકારી નોકરીવાળો તેમના બચાવ માટે નહીં પણ પોતાના બચાવ માટે તેમને આમ કહેનો તે વાત પાછળથી સમજાતાં તેમને ઘણી વ્યથા થએલી.

એક શબ્દમા કહીએ તો પઢીઆરને તેમના જીવનમાં વિકાસ કરવાની તક ઘણી ઓછી મળી જેટલા ઓછા સાધનોથી અને જેટલી મુશ્કેલી વચ્ચે તેમણે પોતાનુ કાર્ય કર્યું તેની તુલના કરનાર તેમની માણસ તરીકે ઘણી મોટી કીંમત કરશે. આ જાતની કીંમતજ ખરી છે બીજી જાતનો યશ એ મોટો હોય તો પણ ચિરસ્થાયી તો નથીજ. જનસમાજનો પક્ષપાત અને ભૌતિક કીર્તિ એનો એક ભાસ છે. તે દેખાવવાનું તથા એની શોભા લોક સમૂહને છે; જીંદગી જીવનારો તેની સાથે ઘણી થોડી નિસ્બત રહે છે. જે સમાજ સુધારવાને પઢીઆર મથ્યા તેની સુધરણા નહીં પણ ક્રાંતિ આજે થઇ રહી છે. સમાજના વડેરા સાથે નવીન શક્તિઓ હીંદુ સમાજને આગળ ધકેલી રહી છે. ગુજરાતનું ગૌરવ તેના ઘણા કાર્યદક્ષ સંતાનોથી પોષાય છે. આ બધામાં પઢીઆરે વાવેલા બી, તેમણે સીંચેલા પાણી કામ કરતા નહીં હોય તેમ તો નથી, પણ તે છુટા પાડીને જોઈ શકાતા નથી વ્યક્તિનું કાર્ય સમષ્ટિના કાર્યમાં મળી ગયું છે જે બધનો તેમને સાલતા તેમાંથી તેમનો આત્મા છુટો થયો છે આ જન્મના અનેક સત્ સંસ્કારોના રૂપમાં તેમની પુનર્જન્મની સાધનાસંપત્તિ વિશાળ હશે તેમા શક નથી. તેમણે સિદ્ધ કરવા ધારેલી આત્મોન્નતિનીભાવનાઓ તેઓ જરૂર સિદ્ધ કરીને યોગીઓનુ શ્રેય પરમસ્થાન મેળવશે ॐ

जय सच्चिदानंद.

# ગુજરાતનાં તીર્થસ્થાનો.

## પ્રવેશક

તીર્થયાત્રાનુ સ્થાન હિંદુધર્મમાં ઘણું મોટું છે. ધર્મિષ્ઠ હિંદુ પુરુષો તથા સ્ત્રીઓ જીંદગીમાં એક વખત તીર્થયાત્રા કરવા ઇચ્છે છે. પૈસો, પૈસો એકઠો કરીને સંગ્રહેલી આખી જીંદગીની કમાણી છેલ્લી અવસ્થામાં તીર્થયાત્રામાં ખરચી નાખીને હિંદુ પોતાને કૃતકૃત્ય માને છે. તીર્થયાત્રાની આ ભાવના વેદકાલીન નથી. મહાભારતમાં તીર્થનો ઉલ્લેખ મળે છે અને વનપર્વમા આખું તીર્થયાત્રા પર્વ છે; જેમાં આ દેશના તે કાળે જણાયેલાં તીર્થોનું વર્ણન છે; અને તીર્થોનાં પોતાનાં વર્ણન કરતાં આ પર્વમા બીજી પૌરાણિક કથાઓ પણ પુષ્કળ છે. પણ આ તીર્થયાત્રા પર્વ તથા તે પછીનું માર્કંડેય સમસ્યાપર્વ આ બંને પર્વો મહાભારતના છેક છેલ્લા થરના સમયનાં છે અનુશાસનપર્વથી આ તીર્થયાત્રાપર્વ પ્રાચીન તો નથીજ પણ કદાચ અર્વાચીન હોય તો નવાઇ નહીં. ગુપ્ત સમયના ઉત્કીર્ણ લેખોમાં મહાભારતના અનુશાસનપર્વમાંથી દાન મહિમાના શ્લોકો ઉતરેલા છે. એટલુંજ નહીં પણ ઇ. સ. ૫૩૨ ના ખોહના લેખમાં 'પરમર્ષિ વેદવ્યાસની શતસાહસ્રી સંહિતામાં કહ્યું છે' એ રીતે સ્પષ્ટ વચન છે. વળી યવનોને પણ ચોથા શતકમાં મહાભારતનો મહાગ્રંથ જાણવામાં હતો એ બધું જોતાં ઇ. સ. ચોથા શતક પહેલાં–અર્થાત ગુપ્ત સમયના આરંભ પહેલાં મહાભારત આખું પુરું થઇ ગયું હતું એતો નિઃસંદેહ. પણ આ રીતે મહાભારત પૂરું–લાખ

શ્લોકનું થયા પછી-એની પવાનુક્રમણી તયાર થઇ ગયા પછી તેમાં પ્રક્ષિપ્ત શ્લોકો હજારોની સંખ્યામાં ઉમેરાયા છે એટલું મહાભારત ઉપરથી તીર્થભાવનાનો ઇતિહાસ ઉપર ખાસ પ્રકાશ પડતો નથી અને બીજા સ્વતંત્ર ઐતિહાસિક સાધનોનો આશ્રય લેવો પડે છે. ગુપ્ત સમયના જ એટલે ચોથા અને પાચમા શતકના લેખોમાં ગોદાનના, હિરણ્યદાનોના, ભૂમિદાન માહાત્મ્યના તથા બુદ્ધ, વિષ્ણુ, શિવ, સૂર્ય, ભગવતી પિષ્ટપુરી, કાર્તિકેય વગેરે દેવોનાં મંદિરો બંધાવ્યાના ઉલ્લેખો મળે છે. ઇ. સ. ચોથા શતકના મધ્ય ભાગના સમુદ્ર ગુપ્તનાજ લેખ ઉપર મહાભારતના શાન્તિ અને અનુશાસનપર્વની અસર દેખાય છે. અને પછીના લેખોમાં આ ઉપરાત પૌરાણીક શિવ વિષ્ણવાદિની ભક્તિની અસર દેખાય છે. પણ તીર્થસ્થાન કે તીર્થયાત્રાનો ઉલ્લેખ નથી. ઉજ્જયનીમાં મહાકાલનું મંદિર હોવાનું મહાકવિ કાલિદાસ (ઇ. સ. ૪૦૦) અને બાણ કવિ (ઇ. સ. ૬૨૫) સ્પષ્ટ કહે છે. પણ એમાથી એકેય કવિ એને તીર્થસ્થાન કહેતા નથી. પણ એટલાજ ઉપરથી બાણના વખતમા, ઇ. સ. સાતમાં શતકમાં તીર્થ શબ્દ હાલના અર્થમાં અપરિચિત હતો એમ નથી કહેવાતું.

**તીર્થ શબ્દનો અર્થ**—અમરકોષમાં તીર્થ શબ્દના નીચે પ્રમાણે અર્થો આપ્યા છે.

## निपानागमयोस्तीर्थमृषिजुष्टजले गुरौ ॥ ८६ ॥

અર્થ-"ઘાટ માટે, આગમ માટે, ઋષિઓએ સેવેલ પાણી માટે અને ગુરૂ માટે તીર્થ શબ્દ વપરાય છે." આમાંથી વેદ અને ગુરૂ માટે તીર્થ શબ્દનો ઉપયોગ પ્રસિદ્ધ છે. પણ એનો અંહી સંબંધ નથી. બાકીના બેય અર્થો પરસ્પર સંબદ્ધ અને તીર્થ શબ્દના

કેઠ અર્થના મૂળરૂપ લાગે છે. નાશિકની ગુફાઓના એક લેખમા તીર્થ શબ્દ માત્ર ઘાટના અર્થમાં વપરાયો છે. (જુઓ નાશિક ગુફાનો ઉષવદત્તનો સંસ્કૃત લેખ.)

ઋષિઓએ સેવેલ જળ જ તીર્થ એ તીર્થની ઘણી સંકુચિત વ્યાખ્યા છે. પણ એ ઉપરથી એટલું લાગે છે કે પહેલા મોટી નદીઓના અને તળાવોના ઘાટોના અર્થમાં તીર્થ શબ્દ વપરાતો, હશે પછી એ નદીઓના પાણી પણ તીર્થ કહેવાવા લાગ્યાં. પણ અત્યારે તીર્થસ્થાનમા મુખ્ય વસ્તુ દેવમંદિર। હોય છે જો કે પાસે નદી કે તળાવ ન હોય એવું તીર્થ ભાગ્યેજ હશે; છતા અત્યારે તો તીર્થયાત્રામાં મુખ્ય લક્ષ્ય મંદિરોમાં દેવદર્શનનું હોય છે. પણ કદાચ જૂના કાળમાં અમુક પવિત્ર મનાતી નદીમાં સ્નાન અને તે નદીના જળથી પિતૃતર્પણ એ વાત મુખ્ય હશે. ઉત્તર હિંદુસ્થાનનાં પ્રાચીનતમ તીર્થો–પ્રયાગ, હરદ્વાર, પુષ્કર, વગેરે આવા જળતીર્થો જ છે. અલબત્ત અત્યારે બધે મંદિરો મળે છે પણ પ્રયાગ જેવા તીર્થોનું માહાત્મ્ય મંદિરોને લીધે નથી. કાશીમાં કાશી-વિશ્વનાથનું માહાત્મ્ય ઘણું છે પણ ગંગાસ્નાનનુ માહાત્મ્ય એથીએ વધારે છે. આ વિષયનું સાહિત્ય પણ ઉપરના તર્કને ટેકો આપે છે મહાભારતના ઉપર કહેલા વનપર્વના તીર્થયાત્રાપર્વમાં જે તીર્થોની વાત છે તેમા અમુક ઋષિના આશ્રમ પાસેના સરોવરમાં, કે નદીમા સ્નાન કરવાની તથા એ સ્થળે તર્પણ કરવાની વાત મોટા પ્રમાણમાં છે.

**બૌદ્ધ અસર**—તીર્થની ભાવના મૂળ કેવી રીતે વિકાસ પામી એ વિષે ઉપર જે તર્ક કર્યો તે અધુરો છે. તીર્થની ભાવના કાંઈ કેવળ બ્રાહ્મણોએ વિકસાવેલી નથી. તીર્થની ભાવનાના વિકાસમાં બૌદ્ધ ધર્મનો હિસ્સો ઘણો મોટો છે. કદાચ તીર્થયાત્રાની ભાવના માટે હિંદુ ધર્મ બૌદ્ધ ધર્મનો ઋણી પણ હોય. ભગવાન બુદ્ધ જે સ્થળે જન્મ્યા, જે સ્થળે પીપળાના

ઝાડ નીચે એમને જ્ઞાન થયું, જે સ્થળે ભગવાન બુદ્ધે પ્રથમ ધર્મોપદેશ કર્યો અને જે સ્થળે પોતે પરિનિર્વાણ પામ્યા, તે સ્થળો એમના પરિનિર્વાણ પછી તરતમાં જ પવિત્ર મનાવા લાગ્યા હશે. મહારાજા અશોકે આ સ્થળે તથા બીજાં અનેક સ્થળોએ ભગવાન બુદ્ધના શરીરના અવશેષો ઉપર સ્તૂપો બંધાવ્યા હતા એ પ્રસિદ્ધ છે. એટલે ઈ. સ. પૂર્વે ત્રીજા શતકથી આ દેશનાં કેટલાક સ્થળો બૌદ્ધધર્માનુયાયીઓમાં ખાસ પવિત્ર સ્થાનો -તીર્થસ્થાનો મનાવા લાગ્યા હતા. પછી જ્યાં કોઈ પ્રાચીન સ્તૂપ હોય, અથવા પ્રાચીન ચૈત્યો અને વિહારો હોય, ત્યાં બૌદ્ધ ભિક્ષુઓની સારી સંખ્યા સ્વાભાવિક રીતે વસતી હોવાથી લોકો એ ભિક્ષુઓ પાસે ધર્મોપદેશ સાંભળવા પણ આવતા હશે. આ રીતે બૌદ્ધ ધર્મે તીર્થ ભાવનાને નવું રૂપ આપ્યું. ઇ. સ. ચોથાથી ઇ. સ. સાતમા શતક સુધીમાં ફાહીયાન હીયેનથ્સાંગ વગેરે ચીનાઈ બૌદ્ધ યાત્રાળુઓ કેટલું કષ્ટ સહન કરીને આ દેશમાં બૌદ્ધ તીર્થોની યાત્રા કરવા તથા તથા બૌદ્ધ ધર્મગ્રન્થોનો અભ્યાસ કરવા આવતા હતા એ હકીકતનો વિચાર કરવાથી બૌદ્ધ ધર્મમાં તીર્થયાત્રાની ધર્મ ભાવનાએ કેવું સ્થાન લીધું હતું એનો ખ્યાલ આવશે.

હવે મહાભારતમાં તીર્થયાત્રા પર્વના આરંભમાં જ તીર્થ મહાત્મ્યનું પુલસ્ત્ય ઋષિ ભીષ્મ પાસે વર્ણન કરે છે. એ અધ્યાયો વાંચતા સ્પષ્ટ દેખાય છે કે વૈદિકકાળમાં જે સ્થાન યજ્ઞનું હતું તે સ્થાન તીર્થયાત્રાને આપવાનો આ માહાત્મ્યમાં ચોખ્ખો પ્રયાસ દેખાય છે. પુલસ્ત્ય કહે છે.— "હે ભીષ્મ, મનુષ્યને તીર્થયાત્રા કરવાથી જે ફળ થાય છે. તે ઘણી દક્ષિણાવાળા અગ્નિષ્ટોમાદિ યજ્ઞો કરવાથી પણ થતું નથી." વળી તીર્થોના વર્ણનના આરંભમાં જ પુષ્કર તીર્થનું માહાત્મ્ય વર્ણવતા કહે છે કેઃ—

"વળી બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર જાતિનો જે કોઈ મનુષ્ય પુષ્કરક્ષેત્રમાં એક વખત પણ સ્નાન કરે તે ફરીથી જન્મ પામે નહીં"

म. वनपर्व अ. ८२.

મહાભારતમાથી વધારે ઉતારા કરવાની જરૂર નથી પણ મહાભારત ના શાંતિપર્વ અને અનુશાસનપર્વો સાથે આ તીર્થયાત્રાને જોતા એમ જણાય છે કે બૌધ્ધ, જૈન વગેરે નવા ધર્મોની લોકો ઉપરની અસર જોઈને બ્રાહ્મણોએ વૈદિક યજ્ઞ માર્ગના ધર્મમાં જે સુધારા વધારા કર્યા તેમા ગોરક્ષા અને ગોપૂજા, બ્રાહ્મણપૂજા, દાન માહાત્મય (ગોદાન સુવર્ણ-દાન અને ભૂમિદાન મુખ્ય ) વાવ, કુવા, તળાવ વગેર ખોદાવવાનો ધર્મ અને તીર્થયાત્રા મુખ્ય જણાય છે

### તીર્થ ભાવનાનુ મૂળ —

બૌદ્ધ ધર્મના ઘે ઉદય પહેલા ઉન્નત હૃદયવાળા, ધર્મ તત્ત્વના અથવા આત્મતત્ત્વના અત્યત જીજ્ઞાસુ બ્રાહ્મણો અને ક્ષત્રિયો ગામ કે શહેરથી દૂર નદી તળાવ કાંઠે અથવા કોઈ ભવ્ય પર્વતના ઉત્તુગ શિખર ઉપર કે મધ્યમા કોઈ સ્વાભાવિક ગુફામા—ગમે ત્યા એકાંત રમણીય અને શાંત સ્થાનમા વિચાર કરવા અથવા તપ કરવા બેસતા હશે બ્રાહ્મણોના જૈનોના અને બૌદ્ધોના પ્રાચીન સાહિત્યના આવા તત્ત્વચિંતકોના આશ્રમોના વર્ણનો મળે છે ભગવાન્ બુદ્ધને પણ આવાજ એકાંત સ્થાનમાં બોધિવૃક્ષ નીચે જ્ઞાન થયુ વર્ણવ્યુ છે મનુષ્ય કે રમણીય એકાંત, ભવ્ય અને કંઇક અંશે દુર્ગમ અને ભયંકર સ્થળો તરફ મનુષ્યોને જે સ્વાભાવિક આકર્ષણ રહ્યુ છે તે આકર્ષણ મર્યાદિત કાળના અપામર મનુષ્યો ઓછેવત્તે અંશે અનુભવે છે ઔપનિષદ કાળના ઋષિઓની અતિ સૂક્ષ્મ મનોવૃત્તિઓને આ આકર્ષણે ઘણી અસર કરી જણાય છે અને પાછળથી એનો અતિયોગ થયો હશે એવુ પણ લાગે છે ખાસ કરીને રમણીય અને શાંત કરતા દુર્ગમ અને ભયંકર સ્થાન પસંદ કરીને તેમા, વિચાર કરવા બેસવાને બદલે, દેહને અત્યંત કષ્ટ આપે એવુ તપ કરવા બેસવાનો પ્રચાર વધ્યો હશે પણ અતિયોગ લોકવૃત્તિને સ્વાભાવિક રીતે અરુચિકર હોવાથી લાંબુ જીવ્યો નહીં અને સુગમ રમણીય અને ભવ્ય સ્થળમા આશ્રમ સ્થાપી વસવાનો પ્રચાર ધીમે ધીમે વધતો ગયો બૌદ્ધ વિહારો માટે કેવાં રમણીય

સ્થળો પસંદ કરવામાં આવતાં એ અજન્તા વિગેરે ગુફાઓનાં સ્થળો ઉપરથી દેખાય છે. પાછળથી હિંદુ તીર્થસ્થાનોમાં રમણીય અને દુર્ગમ બન્ને પ્રકારની પસંદગી જળવાઈ રહેલી દેખાય છે. અમુક ભયંકર ક્રિયાઓવાળા પંથોનાં તીર્થસ્થાનો દુર્ગમ પર્વતો અને ઝાડીઓમાં, જંગલી જનાવરો અને જંગલી મનુષ્યો વચ્ચે આ જમાનામાં પણ જોવામાં આવે છે. પણ આ માર્ગ સામાન્ય રીતે લોકપ્રિય તો નથી જ થયો.

આ રીતે મહાન નદીઓના કાંઠે, નદીઓના કે નદી અને સમુદ્રના સંગમ ઉપર કે ભવ્ય પર્વત શિખરો ઉપર આશ્રમો બાંધીને તપ, યોગ કે જ્ઞાનની સાધના કરતા મહાપુરુષોના સ્થાન તરફ એ લોકોના ઝુકતાં, એમની પાસેથી જ્ઞાનપ્રાપ્તિ કે ધર્મલાભની ઇચ્છાથી અનેક મનુષ્યો જતા હોય એ સ્વાભાવિક છે. ઉપનિષદોમાં અને પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં રાજાઓથી આરંભી ઝાડુ કાઢનાર સુધીના બધી જાતના લોકોને આવા આશ્રમો તરફ જવાનું કેટલું બધું આકર્ષણ હતું એ જોઇ શકાય છે. મહાપુરુષનો દેહ પડી ગયા પછી એ આશ્રમનું સ્થાન તે મહાપુરુષ ઉપર અત્યંત ભક્તિભાવવાળા શિષ્યોને ખાસ પવિત્ર લાગવાનો સંભવ છે. પણ એ રીતે ઋષિના મરણ પછી એ સ્થાનની પવિત્રતાની ભાવના સામાન્ય રીતે ક્યારથી મનાવા લાગી એ પ્રશ્નનો ઉત્તર કઠણ છે. ભગવાન બુધ્ધના મરણ પછી તરતજ બુધ્ધ ગયા, કુશીનારા વગેરે સ્થળો પવિત્રસ્થાનો-તીર્થસ્થાનો મનાવા લાગ્યા હોય એવો સંભવ નથી. પણ મહારાજા અશોકે બુધ્ધના જન્મ સ્થાન આગળ "અહીં ભગવાન જન્મ્યા હતા" એ શબ્દો કોતરીને સ્તંભ મુકાવ્યો છે તથા બીજાં એવાં બુદ્ધનાં સ્મરણોથી તીર્થરૂપ સ્થળોએ સ્તંભો ઉભા કર્યા છે. આ ઉપરથી અશોકના વખતમાં તીર્થની ભાવના પ્રચારમાં હોય એમ જણાય છે. ભગવાન બુધ્ધ પરિનિર્વાણ પછી અને અશોક પહેલાં આ તીર્થ ભાવનાનો જન્મ થયો હશે. આથી વધારે ચોક્કસ રીતે સમયનો નિર્ણય તો ભવિષ્યમાં કાંઇ નવાં સાધનો પ્રગટ થશે ત્યારે થશે.

ઇ. સ. પૂર્વે ત્રીજા કે ચોથા શતકમાં જન્મેલી તીર્થ ભાવના બૌદ્ધ ધર્મના પ્રચાર સાથે વધતી ગઇ અને જેમ જેમ બૌદ્ધ ધર્મ દૂર દૂર ફેલાતો ગયો તેમ તેમ દૂરના લોકોની બૌદ્ધ ધર્મના જન્મસ્થાન તરફની પૂજ્યબુદ્ધિ પણ વધતી ગઇ.

**બ્રાહ્મણ ધર્મમાં તીર્થ ભાવનાનો સ્વીકાર**—બ્રાહ્મણ ધર્મે આ તીર્થ ભાવનાનો સ્વીકાર ક્યારે કર્યો એ નક્કી કરવું લગભગ અશક્ય છે. ઇ. સ. પૂર્વે ત્રીજા ચોથા શતકમાં જ કે તે પ્હેલાં બ્રાહ્મણોમાં પણ વૈદિક મહર્ષિઓનાં પ્રાચીન આશ્રમસ્થાનો તરફ પૂજ્ય બુદ્ધિ ફેલાવા માંડી હતી એમ તર્ક કરવો સહેલો છે, પણ એ માટે કશો પુરાવો નથી. મહાભારતનું તીર્થયાત્રાપર્વ પુરાવા તરીકે નિરુપયોગી છે. રામાયણના બાલકાંડમાં ગંગાવતરણની કથા છે, અને ગંગા નદીની પવિત્રતા સ્થાપિત થયા પ્હેલાં આવી કથા ચાલે નહીં પણ રામાયણના બાલકાંડમાં ઘણી પૌરાણિક કથાઓ છે અને એ કાંડ અશોક પહેલાંનો છે એમ કહેવાતું નથી.

બધાં પુરાણો તીર્થોને માને છે પણ એટલું ખરૂં કે પાછળનાં પુરાણોમાં તીર્થોની વાત વધારે છે. ટુંકામાં બ્રાહ્મણધર્મના જૂના સાહિત્યમાં તીર્થ ભાવનાને લગતા જે ઉલ્લેખો છે તેમાંનો કોઇ નિશ્ચિત રીતે અશોક પહેલાંનો નથી. વળી બ્રાહ્મણ ધર્મનું સ્વરૂપ જોતાં પ્રાચીન યજ્ઞ માર્ગમાં તીર્થ ભાવનાનો અવકાશ પણ ઓછો છે. જ્યારે બૌદ્ધ ધર્મમાં પ્હેલેથી ધમ્મ અને સંઘ સાથે બુદ્ધને શરણે જવાની વાત હોવાથી એ માર્ગમાં તીર્થભક્તિનો પ્રવેશ સ્હેલાઇથી થઇ શકે એ સ્વાભાવિક છે. સાંચી સ્તૂપ વગેરેનાં પ્રાચીન શિલાચિત્રો જોતાં પણ એ વખતે બૌદ્ધ ધર્મમાં તીર્થભાવના રૂઢ થઇ ગઇ જણાય છે. અને મહાયાન ધર્મના પ્રચાર સાથે તો તીર્થયાત્રાનું જોર ઘણું વધ્યું હશે.

**ભક્તિમાર્ગ સાથે તીર્થભાવનાનો મેળ**—ટુંકામાં બ્રાહ્મણ-ધર્મમાં ભક્તિમાર્ગના ઉદય પ્હેલાં તીર્થભાવનાનો ઉદય માનવાનું કાંઇ

કારણ નથી. ભક્તિમાર્ગનો ઉદય ઉપનિષદોના છેલ્લા થર વખતે થયો છે. ( જુઓ વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ ). પણ ભક્તિમાર્ગે જોર પાછળથી કર્યું. ઇ. સ. પૂર્વે બીજા શતકમાં પુષ્પગુપ્ત વગેરે શુંગ વંશના રાજાઓના વખતમાં વિષ્ણુ અને શિવ ભક્તિનો સારો પ્રચાર થયો હોય એમ યવનો અને શકો પણ એ ધર્મ સ્વીકારે છે એ ઉપરથી લાગે છે. ( જુઓ વૈષ્ણવ ધર્મનો તથા શૈવ ધર્મનો ઇતિહાસ ). આ વખતમાં બૌદ્ધોની ભાવના જોઈને એ વખતના બ્રાહ્મણભક્તોએ પણ પ્રાચીન સંસ્કારવાળાં સ્થાનોને તીર્થરૂપ આપવા માંડયું હશે એમ અનુમાન થાય છે. અને મહાભારત તથા પુરાણો ઉપરથી એમ લાગે છે કે પ્હેલાં ઋષિઓના આશ્રમો, પ્રાચીન કાળમાં જ્યાં મોટા યજ્ઞો થયેલા તેવા સ્થાનો, ગંગા વગેરે મહ નદીઓ, નદીઓના સંગમો, પર્વતો, વગેરે પ્રાચીન સંસ્મરણોવાળાં સ્થાનો તીર્થ મનાવા લાગ્યાં અને પછી વિષ્ણુભક્તિ, શિવભક્તિ વગેરે ભક્તિમાર્ગોના પ્રચાર સાથે તે તે દેવોનાં મંદિરો બંધાવા લાગ્યા અને એમાનાં જૂનાં મંદિરો તીર્થરૂપ થવા લાગ્યાં મતલબ કે પ્હેલાં ઘાટના અને ગુરૂના અર્થમાં વપરાતો તીર્થ શબ્દ આગમ અને ગુરૂ પેઠે પવિત્ર ઋષિ સેવિત જલના અર્થમાં વપરાવા લાગ્યો અને પછી બધાં પુણ્યસ્થાનો માટે રૂઢ થઇ ગયો. આ પ્રમાણે તીર્થ શબ્દમાં સામાન્ય પુણ્ય સ્થાનનો અર્થ રૂઢ થયો હોવો જોઇએ. અમરકોષનો સમય ઈ. સ. પાંચમા શતકનો મનાય છે. મહાકવિ કાલિદાસે મેઘદૂતના પ્હેલાજ શ્લોકમાં રામગિરિ આશ્રમનું 'સીતાએ સ્નાન કરેલ હોવાથી જેનાં પાણી પવિત્ર થયાં હતાં';—

जनकतनयास्नानपुण्योदकेषु

એ રીતે વર્ણન કર્યું છે. અર્થાત્ કાલિદાસના વખતમાં પવિત્ર માણસોના સ્નાનથી તે નદી કે ઝરાનાં પાણી પવિત્ર થઇ જાય છે એ ભાવના પ્રચારમાં આવી ગઇ હતી. કાલિદાસ ઇ. સ. ૪૦૦ થી અર્વાચીન નથી. ( જુઓ કીથનું Sanskrit Drama )

આ પ્રમાણે આપણા ભૃગુતીર્થ વગેરે પ્રાચીન તીર્થો ઈ. સ. પૂર્વે ત્રીજાથી ઈ. સ. ચોથા શતક સુધીમાં (કાલિદાસના વખત પ્હેલાં) પુણ્યસ્થાન મનાવા લાગ્યાં હશે. મહાભારતનાં તીર્થયાત્રાપર્વનો મૂળ ભાગ–પ્રક્ષિપ્ત વગરનો આ વખતમાં લખાયો હશે પછી શૈવ વૈષ્ણવાદિ ધર્મોના પ્રચાર સાથે તે તે ધર્મના તીર્થો ઉભા થવા લાગ્યાં.

**શિવવિષ્ણવાદિ દેવોનાં તીર્થો.**—ઇ. સ. પુર્વે પ્હેલા બીજા શતકમાં યે શિવ અને વિષ્ણુનાં સ્થાનો હોવાનો સંભવ છે. ( જુઓ ભીટાનું શિવલિંગ અને વિસનગરનો ગરુડધ્વજ) પણ ગુપ્ત સમયમા ઇ સ. ચોથા પાંચમા શતકમાં વૈષ્ણવ અને શૈવ ધર્મે ઘણું જોર કર્યું. એ વખતમાં આ દેશમાં સ્થળે સ્થળે શિવના, વિષ્ણુના, સૂર્યના, દેવીનાં, કાર્તિકેયનાં વગેરે મંદિરો ઉભાં થયા છે. વળી એમ સમયની બ્રાહ્મણ સંસ્કૃતિ પાંચમા શતકમા જ દક્ષિણમા ફેલાઇ ગઇ અને એ સંસ્કૃતિના પડછામા શૈવ, વૈષ્ણવ વગેર ધર્મો પણ દક્ષિણમા ફેલાયા. આ ધર્મોના પ્રથમ આન્દોલનના જોરથી દક્ષિણમા ભકતોના વૃંદ પ્રકટ થયાં આ ભકતો–આલવારોની તીર્થયાત્રાની વાતો તામીલ સાહિત્યમાં મળે છે. જેમ ચીનના બૌધ્ધોને બૌધ્ધ ધર્મના મૂળસ્થાન તરફ એક જાતનું આકર્ષણ રહેતું તેમ દક્ષિણના ભકતોને એ ભકિત પ્રવાહના મૂળસ્થાન રૂપ ઉત્તરના મંદિરો તરફ સ્વાભાવિક આકર્ષણ રહ્યું હશે. આ રીતે ગુપ્ત સમયના ચોથા પાંચમા શતકના મંદિરો કાલિદાસના શબ્દોમાં ' પુણ્યધામો ' જ, સો બસો વર્ષમાં તીર્થસ્થાનો થઇ પડયાં. પણ દક્ષિણમાંયે ઘણી ઝડપથી શૈવ અને વૈષ્ણવ મંદિરો ઉભાં થવા લાગ્યા હતાં. સાતમા શતકની શરૂઆતથી જ કાંચી વગેરે સ્થળોએ મંદિરો દેખાવા માંડે છે. અને તરતજ એ મંદિરો તીર્થરૂપ બની જાય છે. કારણ કે એ સમયમા–છઠ્ઠા સાતમા શતકોમા મંદિરમા દેવદર્શન એ ભકિતનું મુખ્ય લક્ષણ મનાવા માંડયું

ટૂંકામાં પ્રાચીન સાહિત્યને તથા ઉત્કીર્ણ લેખો વગેરે ઐતિહાસિક

સાધનોને સમગ્ર રીતે જોતાં એમ લાગે છે કે તીર્થસ્થાનનો અત્યારે જે અર્થ હિંદુ ધર્મમાં થાય છે તે અર્થ ઇ. સ. છઠ્ઠા સાતમા શતકમાં રૂઢ થયો છે અને હિંદુ ધર્મમાં તીર્થયાત્રાનું જે સ્થાન અત્યારે છે તે પણ એ સમયમાજ તીર્થયાત્રાને મળેલુ છે.

તીર્થયાત્રાની ઉત્પત્તિનો ઇતિહાસ આવો લાગે છે. બુધ્ધ પુર્વ-કાળના તપસ્વી અને યોગી ઋષિઓના આશ્રમસ્થાનોને બ્રાહ્મણોએ અશોક પછીના સૈકાઓમા પવિત્ર સ્થાનો ગણવા માંડયાં પછી વૈષ્ણવોએ અને શૈવોએ પ્હેલાં પોતાના ઇષ્ટ દેવની મુર્તિને સ્થાપવી કે તે દેવનું મન્દિર ઉભું કરવું એને પુણ્ય કાર્ય ગણ્યું અને પછી એ મન્દિરની યાત્રા કરવી એને પણ પુણ્ય કાર્ય માન્યું. અર્થાત ગુપ્ત સમયમાં પુણ્ય ધામો ઉભાં થયાં અને પછી થોડા વખતમાં એ ધામોની યાત્રા શરૂ થઇ. લગભગ સાતમા શતક પછીના રાજાઓ અને શ્રીમન્તો જાતે પુણ્ય ધામો ઉભાં પણ કરતા હતા, અને જૂનાંની યાત્રા પણ કરતા હતા. જ્યારે સામાન્ય ગરીબ માણસો એ પુણ્ય ધામોની યાત્રા કરીને જ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. ૧૩૦૦ વર્ષ ઉપર શરૂ થયેલો આ પ્રવાહ આજે પણ ચાલે છે. નવા મન્દિરો બંધાય છે અને જૂનાંની લોકો યાત્રા કરે છે. શ્રી વલ્લભ સંપ્રદાયના અનુયાયીઓ ગામેગામ હવેલી બાંધે છે; પણ યાત્રા કરવા શ્રીનાથજી કે મથુરા-વૃંદાવન જાય છે. આખા પ્રવાહમાં મૂળ ભાવના અનેક ફેરફારો થયા છતાં કેવી અનુસ્યૂત રહી છે! ઋષિએ સેવેલ જળને અમરસિંહ તીર્થ કહે છે. અત્યારના વૈષ્ણવો ૪૦૦ વર્ષ પ્હેલાં શ્રી વલ્લભાચાર્યે સેવેલ શ્રીનાથજીને તીર્થ કહે છે. ભાવનાનું તત્ત્વ એક જ છે.

**ભારતવર્ષના તીર્થો**—આ દેશના લાંબા ઇતિહાસમાં હિંદુ ધર્મમાં જેમજેમ નવાનવા ફાંટા ફુટતા ગયા તેમતેમ નવાં નવાં તીર્થો ઉત્પન્ન થયાં, અને ધીમેધીમે આ વિશાળ દેશનો કોઈ ખુણો એવો

ન રહ્યો કે જ્યાં કોઇક તીર્થ ન હોય. પણ આ દેશના ઇતિહાસે અનેક વારાફેરા પણ જોયા એટલે નવા તીર્થોના જન્મ જોયા તેમ જૂનાના નાશ પણ જોયા. જેના જીર્ણોદ્ધાર ન થઇ શકયા એવા ગુપ્ત સમયના હિંદુસ્થાન (યુક્ત પ્રાન્ત વગેરે હિંદી ભાષા બોલનારા પ્રદેશ) ના કેટલાં તીર્થસ્થાનોનો મુસલમાનોને હાથે નાશ થયો હશે? જે પ્રદેશમાં ગુપ્ત સામ્રાજ્યની જમાવટ હતી, તેજ પ્રદેશ ઉપર મુસલમાનોની સત્તા સેંકડો વર્ષ સુધી વધારેમાં વધારે રહી પરિણામે ગુપ્ત પ્રદેશનાં અનેક પવિત્ર અને સુન્દર સ્થાનોનાં નામ નિશાન પણ ન રહ્યા.

મહાભારતે વર્ણવેલ આશ્રમરૂપ તીર્થો હિંદુ ધર્મમા ફેરફાર થતા પોતાની મેળે ભુલાઇ ગયા; પછીનાં ગુપ્તકાલીન તીર્થોનો મોટો ભાગ નાશ પામ્યો અને અને બાકીનો રૂપાંતર પામ્યો. પણ ગુપ્ત સમયમા ચાલેલો પ્રવાહ અટકયો નહીં. નવા નવાં મન્દિરો બંધાયે જ ગયાં, જે મન્દિરો તુટયાં તેના જીર્ણોદ્ધાર થયા, મઠો સ્થપાયા, મન્દિરોને અને તેના પૂજારીઓને સેંકડો અને હજારો ગામો દાનમા મળ્યા. મંદિરોનાંજ મોટા મોટા કિલ્લાઓ અને ગોપુરોવાળા ગામો થયાં, એ મંદિરોમા રહેનારા પંડિત ભકત બ્રાહ્મણોના હાથે પુરાણો લખાયાં અને પુરાણોમાં તે તે તીર્થ સ્થાનનાં માહાત્મ્યો દાખલ થયાં. આ રીતે આ પ્રવાહ વિઘ્નોના પર્વતો નડયા છતાં ચાલુ રહ્યો છે. મધ્યકાળમાં રામાનુજાદિ જે સંપ્રદાયો નીકળ્યા તેઓએ પણ આ તીર્થના પ્રવાહને નવું જોર આપ્યું. જૂના પુરાણોમા તીર્થ વર્ણન ભાગ્યેજ જોવામાં આવે છે ત્યારે પાછળના પુરાણોમાં તીર્થ-વર્ણન અને તીર્થ મહાત્મ્ય જે રીતે દાખલ થઈ ગયાં છે તે ઉપરથી ધીમે ધીમે હિંદુ ધર્મમા તીર્થયાત્રાએ કેવું મહત્વનું સ્થાન લીધું છે તે દેખાય છે. અલબત્ત આ તીર્થ માહાત્મ્ય દ્વારા તે તે સ્થાનના ભકત બ્રાહ્મણોએ નવા તીર્થ સ્થાનને પૌરાણિક કથાઓનો સંબંધ લગાડીને જે પ્રાચીનતા અર્પી છે તેથી કોઈ પણ તીર્થસ્થાનનો સમય નક્કી કરવા માટે અત્યંત મુશ્કેલી પડે છે. અને સ્વતંત્ર ઐતિહાસિક સાધન ન મળે તો સમય અંધા-

શામાં જ રહે છે પુરાણીઓની માન્યતા પ્રમાણે બધાં તીર્થસ્થાનો અત્યંત પ્રાચીન જ છે પણ અત્યારે સાધારણ રીતે હિંદુઓ તીર્થ માત્રની યાત્રા ભાગ્યે જ કરે છે અલબત્ત એવાએ હજારો સાધુઓ અને કેટલાક યાત્રારસિકો નીકળે કે જેઓ બધા ધામોની યાત્રા કરે, કોઇ કોઇ તો પગે ચાલીને યે કરે છે. પણ સાધારણ રીતે સામાન્ય હિંદુ સ્ત્રીપુરુષો પોતાના સંપ્રદાયના તીર્થસ્થાનોની યાત્રા કરવા ખાસ ઇચ્છેછે, અને તે ઉપરાન્ત બની શકે તો સર્વ માન્ય ગણાતા પુષ્કર પ્રયાગ વગેરેની યાત્રા પણ કરે ખરાં.

ગુજરાતનાં તીર્થો—આખો દેશ તીર્થરૂપ કહેવાય એટલાં તીર્થસ્થાનો આ દેશમા છે. એટલે આ ભરતખંડના તીર્થસ્થાનોનુ તો ટુંકું દિગ્દર્શન કરવું પણ અહીં શકય નથી. માટે ગુજરાત ઉપર દષ્ટિ કરીશું. ગુજરાતમા યે તીર્થસ્થાનો ઓછાં નથી. તેમ લગભગ બધા માર્ગોનાં પ્રતિનિધિરૂપ તીર્થસ્થાનો આપણા ગુજરાતમા મળી આવે છે વળી પ્રચીન કાળથી જ ગુજરાતના કોઇ કોઇ સ્થાનની ગણતરી યત્રા માટી હતી.

મહાભારતના ઉપર કહેલા તીર્થયાત્રાપર્વમા ધૌમ્ય ઋષિ પશ્ચિમના તીર્થસ્થાનો ગણાવતા પ્હેલાં જ નર્મદાને ગણાવે છે, પછીવૈદૂર્ય શિખર પર્વત મૈનાક પર્વત, અમિત પર્વત, અક્ષમેનનો આશ્રમ, તથા ચ્યવનાશ્રમ ગણાવી એકદમ પુષ્કરને ગણાવે છે. ( મ. वनपर्व अ. ८९) આ અધ્યાયને પ્રાચીન માનીએ તો પણ એ વખતે પશ્ચિમમાં નર્મદા સિવાય કશું જાણવામા નહતું એમ કહેવુ મુશ્કેલ છે. હવે આજ પર્વમા પુલસ્ત્ય ભીષ્મ પાસે તીર્થોનું વર્ણન કરે છે એ આખું પ્રકરણ એમા વારંવાર મહાદેવનાં તથા વિષ્ણુના દર્શન કરવાની વાત આવે છે એ ઉપરથી ઉપરના ધૌમ્યના વર્ણનના અધ્યાયો કરતાં પાછળનું લાગે છે. આ પુલસ્ત્યના વર્ણનમાં પ્હેલાં નર્મદા જ આવે છે. પછી "હિમાદ્રિ પર્વતના પુત્ર અર્બુદ પર્વતમાં વસિષ્ઠ ઋષિના આશ્રમનો ઉલ્લેખ કર્યો છે, પછી એકદમ પ્રભાસનો, (પ્રભાસના વર્ણનમાં સોમનાથનો ઉલ્લેખજ નથી. ) પછી દ્વારકાનો પછી પિંડતારક તીર્થનો

ઉલ્લેખ કર્યો છે આગળ ચાલતા આજ પર્વમા પાડવોની પેતાની યાત્રાના સંગમા એકદમ સૂપારક (સોપરા) તીર્થ પછી સમુદ્રકાંઠે ચાલતા પાડવો પ્રભાસ આવે છે એટલીજ વાત છે ટુકામા મહાભારતને આ તરફના તીર્થોની—નર્મદાની અને પ્રભાસની વધારે ખબર છે પછી દ્વારકા તીર્થરૂપ થાય છે. પણ પુરાણોને ગુજરાતના ઘણા વધારે તીર્થોની ખબર છે સ્કદપુરાણના પ્રભાસખડ, નગરખડ, ધર્મારણ્ય વગેરે ભાગોમા પશ્ચિમ હિંદુસ્થાનના અત્યારના ઘણાખરા તીર્થસ્થાનોનો ઉલ્લેખ મળે છે બાકીના સ્થાનો પદ્મપુરાણમા ઉલ્લેખ છે આ પુરાણોના આ ભાગો ઇ. સ. નવમા દશમા શતકથી પ્રાચીન નથી

પણ ગુજરાતમા કેવળ વૈષ્ણવ અને શૈવ તીર્થો જ નથી બધા માર્ગોના તીર્થો આપણા પ્રાન્તમા મળી આવે છે અશોકના અને તે પહેલાના સમયમા ઉજ્જયન્ત-ગિરનાર પર્વત પ્રખ્યાત હતો મહારાજા અશોકે ત્યા સુદર્શન તળાવ સમરાવ્યુ અને લેખ કોતરાવ્યો ત્યારે જેની તળેટીમા ગિરિનગર વસ્યુ હતુ તે પર્વત ઉપર બૌદ્ધ ભિક્ષુઓ જરૂર રહેતા હશે કાઠીઆવાડમા કેટલે સ્થળો આ બૌદ્ધ સમયની ગુફાઓ મળે છે આ તરફ બૌદ્ધ ધર્મ ઝાઝુ ટકયો નહી અને જૈન ધર્મનુ જોર વધતુ ગયુ એટલે જૈનોએ ગિરનારને પોતાનો—નેમીનાથનો કરી લીધો જૈનો ત્યા ગયા પહેલાના ગુપ્ત સમયમા ઈ. સ પાચમા શતકમા સુદર્શનને કાઠે વિષ્ણુનુ મદિર બધાયુ હતુ એટલે ગિરનાર એ વખત પછી વૈષ્ણવ તીર્થ બન્યો હશે પણ કાળબળથી જેમ સુદર્શન તળાવની નિશાની ન રહી તેમ આ જૂના મદિરની પણ ન રહી ગિરનાર ઉપર જૈનોએ પહેલવહેલુ ક્યારે સ્વામીત્વ સ્થાપ્યુ તે કહેવુ મુશ્કેલ છે પણ ગુજરાતના સોલકી રાજાઓના વખતમા ગિરના ઉપર ઉપર હાલના જૈન મન્દિરો બંધાયા છે ગિરનારનુ અબાજીનુ મન્દિર એજ વખતનુ છે અને ગિરનાર ઉપરના તથા આસપાસના બીજા પથ્થોના મદિરો તે પછીના છે.

આપણે ગુજરાત દેશ ખરુ જોતા સોલકી રાજાઓના વખતમાજ

નાશનું રૂપ પામ્યો છે. ગુજરાતનાં અત્યારના તીર્થસ્થાનો કાંતો એ સમયમાં ઉત્પન્ન થયાં અથવા જીર્ણોદ્ધાર થઈને નાશનું રૂપ પામ્યા છે. જૈન ધર્મનાં આબુ ગિરનાર, શેત્રુંજા ઉપરના તીર્થસ્થાનો ઇ. સ. ૧૦૦૦ પછીના છે. પ્રભાસ તીર્થ હતું જુના કાળમાં પણ સોમનાથનું ધામ થયું, પાછળથી અને એની જાહોજલાલી તો દશમાં શતકમાં શિખર ઉપર હતી. સિદ્ધપુરમાં રુદ્રમાળ પણ સોલંકીઓએ બાંધ્યો. કાઠીઆવાડમાં, ભિન્નમાળમાં તથા માળવામાં સૂર્ય પૂજા જુના કાળમાં હતી પણ અત્યારે જે એક જ મન્દિરનો ભગ્નાવશેષ જળવાઈ રહ્યો છે તે મોઢેરાનું મંદિર સોલંકીઓના વખતનું છે. દ્વારકા પુરી મહાભારતના કાળમાં હશે પણ તે તો સમુદ્રમાં-કે કાળસમુદ્રમાં ડુબી ગઇ અને અત્યારનું પશ્ચિમનું ધામ દ્વારકા તો સોલંકીઓના વખતમાં ઉભું થયું. અને ડાકોરજી તો હમણાંના છે. દેવી ભક્તિ પણ ગુજરાતને અજાણી નથી. અંબાજી આખા ગુજરાતનું તીર્થ સ્થાન છે અને બહુચરાજીના યે આસપાસના પ્રદેશમાં ઘણી ખ્યાતિ છે.

નજર રાખીને, કોઇનુ તીર્થપણુ ધ્યાનમા રાખીને, કોઇનુ કળાની દ્રષ્ટિએ. આ રીતે દ્રષ્ટિબિંદુ વિવિધ રાખ્યુ છે. વાંચનાર એજ સ્થળને બીજી દ્રષ્ટિથી અવલોકન કે કલ્પનાદ્વારા રમારવાદ લઇ શકે-લીએ એવી ઇચ્છાથી આ વિવિધતા ગ્રહણ કરી છે.

ખાસ તીર્થસ્થાન નહોય એવા સ્થળોએ જોવા યોગ્ય હોય છે અને યાત્રાળુઓ તીર્થયાત્રા કરતાં કરતા વિવિધ રમણીય સ્થળો, વિવિધ નગરો જોતા જાય એ દ્વારા પોત પોતાના વિષયના લાભો પણ મેળવે-વિદ્યાર્થી કોઈ નવી વિદ્યા મેળવી લે વ્યાપારી વેપારનો લાભ લઈ લે-વગેરે દેશાટનના અવાંતર લાભોને પણ તીર્થયાત્રાને ધાર્મિકરૂપ આપનારાઓએ ધ્યાનમાં રાખ્યા હોય એ સંભવિત છે. પણ અમદાવાદ વગેરે શહેરો વીગે ઘણી માહિતી છપાઈ ગઇ છે. એટલે જીજ્ઞાસુ યાત્રાળુ મેળવી શકશે. દુકામા આ પુસ્તકને સર્વસંગ્રાહી કરવાનો નહીં પણ દિગ્દર્શક કરવાનો પ્રયત્ન કર્યો છે

આમા દાખલ કરેલા વર્ણનોમાના કેટલાંક ગુજરાતમા તથા બીજે એક વખત છપાઇ ગયાં છે, આપણા ઘરડાઓની તીર્થયાત્રા કરવાની ધાર્મિકવૃત્તિ આપણામાથી વસાતી જાય છે અને પાશ્ચાત્યોની દેશાટનવાસનાનો ઉદય હજી થયો નથી એટલે આપણે માટે ઘરકુકડી થઇ જવાનો ભય છે. આ કાળમા ગુજરાતના સ્ત્રી પુરુષોમા તીર્થયાત્રા-દેશાટનની રસવૃત્તિ બળવાન રૂપમાં જાગે એવી શુભેચ્છાથી આ સંગ્રહને પુસ્તકરૂપે પ્રગટ કર્યો છે.

ઝંડુ ફાર્મસી, દાદર
મુંબાઈ
૧૯૮૨ કાર્તિક

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

# તીર્થયાત્રા માટે સામાન્ય સૂચના

ગુજરાતમાં તીર્થયાત્રા કરવા ઇચ્છનારે ગુજરાતના પાટનગર અમદાવાદને મધ્યસ્થળ રાખી યાત્રાની યોજના ઘડવી અમદાવાદથી દક્ષિણના સ્ટેશનો પસંદ કરી આણંદ, ડાકોર વગેરેના દર્શન કરી આવવા. વડોદરા જોઇ વિશ્વામિત્રીથી ડભોઇ, ચાણોદ, કરનાળી વગેરે નર્મદાનાં તીર્થોમા સ્નાન કરી લેવુ અને ઇચ્છા થાય તો એ નદી ઉપરનાં સૂરપાણેશ્વર વગેરે રમણીય સ્થાનો જોઈ આવવા પછી પાછુ બી. બી સી. આઇમા જ ભરુચ ઉતરી શુક્લતીર્થ જેવા પ્રાચીન ગામડાંની શોભા અને કબીર વડ જોઇ અંકલેશ્વર ઉતરવુ છેવટ સુરત કે નવસારી આગળ દક્ષિણ ગુજરાતની મર્યાદા બાંધી પાછા ફરવામા વાધો નથી

વળી પાછું અમદાવાદથી ઉપડી, પાટણ, સિદ્ધપુર, બહુચરા મોઢેરા અને છેક અંબાજી તથા આબુપરના જૈન દેરાંઓ જોયા એટલે એ દિશાનુ પર્યટન પૂરૂ થયુ. પછી અમદાવાદ વીરમગામ થઇ કાઠીઆવાડ માં દ્વારકાધીશનાં દર્શન કરી ગિરનાર ચડી શેત્રુંજાની શોભા જોઇ આધુનિક ભાવનગર થઇને વઢવાણે રસ્તે પાછુ અમદાવાદ આવવુ.

આ રીતે ત્રણ મુસાફરીમાં ગુજરાતની યાત્રા પૂરી થઇ શકે એમ છે. શીયાળાની ઋતુ પસંદ કરી હોય તો ઓછામાં ઓછો ત્રાસ પડે, અને જુદા જુદા સ્થળોમાં રખડવાની અનુકૂળતા રહે. રસ્તામા કયા કયા શહેરો જોવાં, કયા કેટલા દિવસ ભાગવા, જુનાને સમજવાને વધારે વખત ગાળવો કે નવાનો રસ લેવામાં, જુની સંસ્થાઓના અભ્યાસ કરવો કે નવીનો ? સ્થળની રમણીયતા ઉપર લક્ષ રાખવુ કે ધાર્મીક પ્રતિષ્ઠા ઉપર ? મુસાફરીથી આર્થીક લાભ શોધવો ? જ્ઞાનલાભ શોધવો કે સૌંદર્યોપભોગથી તૃપ્ત થવું ? વગેરે વગેરે પ્રશ્નોનો નિર્ણય દરેક સંસ્કારી અને બુદ્ધિશાળી પ્રવાસી પોતાની મેળે કરી લે એજ યોગ્ય છે

લગભગ ઘણાં ખરા યાત્રાના સ્થળોમાં તથા મોટાં શહેરોમાં ધર્મ-શાળાઓ હોય છે, અને જુની રહેણીકરણીવાળા કુટુંબો થોડી ઘણી અગવડ વેઠીને ધર્મશાળાઓમા ખુશીથી રહી શકે છે તે ઉપરાંત યાત્રાના ઘણા સ્થળોમાં ગોર પોતાના ઘરમા કે ઇલાયદી રહેવા વગેરેની સવડ આપે છે સાહેબશાહી રીતે રહેનારાઓ માટે ડાક બંગલાઓ ઘણે ઠેકાણે હોય છે પણ આગળથી અમલદારો મારફત બંદોબસ્ત કરવો જોઇએ. કાઠિઆવાડના તથા મહીકાંઠાના દેશી રાજ્યોમાં મહેમાનો માટે ગેસ્ટ હાઉસો હોય છે અને વગ હોયતો મહેમાનગતિ પણ થાય છે. બાકી તો દેશાટનથી ચતુરાઇ વધે છે એ વાત ખરી પણ થોડા માહસના અને સહનશીલતાના ગુણો વગર દેશાટનનો વિચારજ કરવા જેવો નથી.

# ભૃગુપુર—ભરૂકચ્છ—ભરૂચ.



દંતકથા કહે છે કે ઉનાળામા એક અતિ તાપવાળા દિવસે ભગવાન શંકરને શરીરે ખુબ પરસેવો છુટયો અને એ પરસેવામાંથી એક અતિ રૂપાળી કન્યા પ્રગટ થઇ. આ શંકરપુત્રી તેજ નર્મદા કે રેવા આ કારણથી જ રેવા રુદ્રદેહા કહેવાય છે આ રુદ્રકન્યા રેવાનો જન્મ વૈશાખ શુદ પુનમે થયો મનાય છે

નર્મદા નદીની લંબાઇ લગભગ સાડા માતસો મૈલ છે એ અમરકંટકના ૩૫૦૦ ફીટ ઉંચા પહાડમાથી નીકળી વિંધ્યાદ્રિ અને માતપુડા પર્વતની વચ્ચેથી પસાર થઇ ગુજરાતમા આવે છે નર્મદા મહાનદી છે દરવર્ષે કેટલું પાણી નર્મદા લઇ આવે છે એનો ખ્યાલ આવવા માટે કહેવુ જોઇએ કે જો ચોમાસામા ૩૬ ઇંચ વરસાદ પડયો હોય તો આખા વર્ષ દરમીયાન નર્મદામા એટલુ પાણી આવે કે એ પાણીથી ૩૨૪ ચોરસ મૈલ ક્ષેત્રફળનુ અને ૧૦૦ ફીટ ઉંડુ સરોવર ભરાઈ જાય. નર્મદા ગુજરાતમાં મોટામા મોટી નદી છે અને ભારત વર્ષની મહા નદીઓમાની એક છે. પણ એની આકર્ષકતા એ એકજ કારણથી નથી પણ બંને કાંઠે પહાડો તથા ભયંકર જંગલોની વચ્ચે ઉંડી ખીણુમા પથરાઓ ઉપર પછડાતી, ઉછળતી ઠેકડા મારતી, બરાડા પાડતી નર્મદાની રમણીય ભવ્યતા અને ભય કરતા એ રુદ્રકન્યાને ઘણી આકર્ષક બનાવે છે તેમાએ કેટલાક સ્થળો અતિશય રમણીય છે. અમરકંટકથી જોરમાં નીચે ઉતરતી નર્મદા ૨૦૦ મૈલ

વચ્ચે પથરાઓમાં પછડાતી ચાલે છે, તો કવચિત્ ઉર્ચા ભવ્ય વૃક્ષો વચ્ચે શાન રીતે ચાલી જાય છે. કવચિત્ વિશાળ પ્રદેશમાં પથરાઈ જાય છે તો કવચિત્ પોતાનો પટ સંકેલી લઈ હરણની ફાળમાં સમાઈ જાય છે. સેંકડો મેલ સુધી ભયંકર જંગલો વચ્ચે ચાલ્યા પછી ગુજરાતના ફળદ્રુપ પ્રદેશને વધારે ફળદ્રુપ કરતી વાડીઓ અને ખેતરો વચ્ચેથી જ્યારે આ રુદ્રકન્યા પમાર થાય છે ત્યારે જાણે એનું રૂપજ બદલાઇ જાય છે, એના પિતાનું રુદ્રત્વ શાંત થઇ શંકરત્વ પ્રગટ થાય છે. નદીના પાણી પણ ક્યાંક મોસો શીટ ઉંડાં છે તો ક્યાંક વેંતભર છે.

ભયંકર જંગલો, પહાડો અને મહાનદી ત્રણનો યોગ થયો ત્યાં રમણીયતા અને ભવ્યતાના ભક્ત આર્યોને તીર્થની કલ્પના વીજળીના વેગથી સ્ફુરતી. વળી નર્મદા તો આર્યાવર્તની એક કાળે સીમા જેવી હતી. દક્ષિણ તરફ ધસ્યે જતા આર્યો વિંધ્યાચળ અને નર્મદા આગળ અટકી જતા. આ રીત અટકેલા આર્યોએ નર્મદાની આકર્ષકતા નીરખી અવલોકી હોય એ સ્વાભાવિક છે. તીવ્રતમ તપની ઇચ્છાથી વસ્તીથી દૂર ને દૂર જતા અતિશય ભયાનક તથા અગમ્ય સ્થાનો શોધતા તપસ્વીઓ નર્મદાના કાંઠા ઉપરના જંગલોને તપોભૂમિ માની ત્યાંજ તપ કરવા બેસી ગયા હોય એ સંભવિત છે આવા મહા તપસ્વીઓનાં દર્શન કરવા અતિશય શ્રમ તથા જોખમ ખેડીને જે ભાવિકો નર્મદા કાંઠે આવતા હશે તેઓને ગંગા યમુના ઘણે દૂર મુકયા પછી એ મૈયાઓ સાથે સ્પર્ધા કરે એવી આ મહાનદીને જોઇને કેટલો આનંદ થયો હશે એની કલ્પના આ રેલ્વેની જોખમ કે શ્રમ વગરની મુસાફરીના સમયમાં આવવી સંભવિત નથી. મહા તપસ્વીઓનાં દર્શનથી તથા ભવ્ય અને ભયાનક જંગલો વચ્ચે વહેતી પુણ્યસલિલ રુદ્રદેહાનાં દર્શનથી, એનાં જળમાં સ્નાનથી તૃપ્ત થયેલા ભક્તોએ નર્મદાને પણ પવિત્ર નદી માનવા માંડી હશે. ગંગાથી આટલે દૂર આવ્યા પછી રેવાજીને પવિત્ર ન માને તો આર્યો જીવે કેમ? બીજી તરફથી સાહસિક ક્ષત્રિય વીરોએ નર્મદા આગળ અટકીને માળવામાં

ગુજરાતમાં રાજ્યો જમાવ્યાં, એટલે નર્મદાનું મહાત્મય બેવડું વધ્યું. ધર્મ અને અર્થ બેયના આશ્રયરૂપ નર્મદાની તીર્થરૂપના વધતી ગઇ. પહેલાં જ્યાં યોગીઓ અને તપસ્વીઓ યોગ અને હઠની સાધના કરવા બેસતા ત્યાં મોટા યજ્ઞો થવા લાગ્યા. અને યજ્ઞોનું સ્થાન દેવપૂજાએ લીધુ એટલે નર્મદાના કાંઠા ઉપર દેવો આવીને બેઠા. રુદ્રકન્યાના કાંઠા ઉપર ભગવાન રૂદ્ર શિવાય બીજું કોણ હોય ? છેક મૂળથી મુખ સુધી નર્મદાના કાંઠા ઉપર સ્થળે સ્થળે અનેક શિવ મંદિરો ઉભાં થઇ ગયાં. રેવાજીની પવિત્રતાના ગ્રંથો લખાયા. યાત્રાઓ અને પરિક્રમાઓ થવા લાગ્યાં. ભગવતી ભાગીરથીનો એક કાંઠો-કાશી તરફનો કાંઠો પવિત્ર-મુક્તિ દાયક મનાય છે ત્યારે બીજો કાંઠો અપવિત્ર મનાય છે. આની સરખામણીમાં રેવા ભકતો રેવાને ઉભય તટ પાવની ગણે છે. અને કહે છે કે સરસ્વતીમાં ત્રણ દિવસ સ્નાન કરવાથી, યમુનામાં સાત દિવસ અને ગંગામાં એક દિવસ સ્નાન કરવાથી સર્વ પાપો ધોવાઈ જાય છે, પણ રેવામાના તો દર્શનથીજ પાપ ધોવાઇ જાય છે. વળી યમુના અને ગંગાની પવિત્રતા કળિયુગનાં અમુક વર્ષો ગયા પછી ક્ષીણ થઇ જશે પણ નર્મદાની તો અનંત કાળ પર્યંત રહેશે. રેવા ભકતોની માન્યતા પ્રમાણે કેવળ રેવાજીનુંજ પાણી નહિ પણ એના ઉત્તર કાંઠા ઉપર ૧૬ ગાઉ સુધી અને દક્ષિણ કાંઠા ઉપર આઠ ગાઉ સુધી કુવા તળાવનાં પાણી પણ રેવા જળ સમાન પાવનકારી મનાય છે. વધારે શું ? પોતાની પુત્રી ઉપર ભોળા શંભુની, એટલી કૃપા છે કે નર્મદામાં સર્વત્ર પોતે વાસ કરીને રહે છે, એટલે 'નર્મદાના કંકર એટલા શંકર' એવી કહેવત પડી છે અને નર્મદામાંથી મળેલા બાણની શિવ ભકતો બહુ શ્રદ્ધાથી પૂજા કરે છે.

જો કે નર્મદાનો પોતાનો ખાસ મેળો ભરાતો નથી; પણ અમુક અમુક દિવસે તથા ગ્રહણ વગેરે પર્વોમાં નર્મદામાં નહાવાથી વધારે પુણ્ય થાય છે એમ મનાય છે; અધિકમાસ વગેરેમાં નર્મદાની પંચતીર્થી કરવામાં આવે છે. જો કે **ભરૂચનું નર્મદાનું મન્દિર** તદ્દન આધુનિ

પચાસ વર્ષ પહેલાંનું છે, પણ નર્મદાના કાંઠા ઉપરનાં કેટલાક મન્દિરો પ્રાચીન છે અને જુદે જુદે સ્થળે જુદે જુદે વખતે મોટા મેળાઓ ભરાય છે. રેવાજીના સૌથી મોટા ભક્તો એની પરિક્રમા (પ્રદક્ષિણા) કરે છે. આવી રીતે રેવાજીના મૂળથી મુખ સુધી પ્રદક્ષિણા કરવા દૂર દૂરના લોકો આવે છે. નર્મદાના કાંઠા ઉપર વચ્ચે ઘણા ભાગમાં જંગલી જનાવરોથી ભરેલાં જંગલો આવનાં હોવાથી મોટે ભાગે સાધુઓ, બાવાની જમાતો અને કવચિત્ બધી રીતે પોચતા ગૃહસ્થસંઘો જ આવી પરિક્રમા કરી શકે છે. આખી પરિક્રમામાં લગભગ દોઢ બે વર્ષ લાગે છે. આ પરિક્રમવાસીઓ પણ પવિત્ર મનાય છે. રસ્તામાં જે ગામમાં તેઓ ઉતરે ત્યાંના લોકો આ યાત્રાળુઓનાં દર્શન કરવા જાય છે. આવી જમાતોનુ બધુ ખર્ચ ગામનાં મહાજનો ચાર ચાર મહિના સુધી ચલાવે છે. જે લોકો આ પ્રમાણે પરિક્રમાનું સાહસ કરી શકતા નથી તે પણ જો બને તો મછવામાં બેસીને કે જમીન રસ્તે નદીના મૂળ તરફ ઠીક પડે ત્યાં સુધી રસ્તામાં કાંઠા ઉપરના દેવોના દર્શન કરતા કરતા જાય છે. નર્મદાની તીર્થમયતાનો ખ્યાલ આવવા માટે એટલું કહેવું બસ થશે કે ભરૂચની આમપાસ મહારુદ્ર સુધીની ચાર પાંચ મૈલની જ પંચતીર્થીમાં ૫૫ તીર્થો આવે છે. તો ૭૦૦-૮૦૦ મૈલ લાંબા નર્મદા કાંઠાનું શું પૂછવું ?

ભરૂથ—અમરકંટકથી નીકળેલી નર્મદા નદી ખંભાતના અખાતમાં મળે છે. નદીનો સમુદ્ર સાથેનો સંગમ થયો એટલે એ તીર્થ થયું. મહા-નદીના સંગમ નજીક શહેર હોય તો વેપાર માટે બહુ અનુકૂળ બંદર થાય. આ બેવડા વિચારથી ઘણા જુના કાળમાં નર્મદાના સમુદ્ર સંગમ આગળ શહેર વસવું જોઇએ અને ખરેખર બન્યું છે પણ તેમજ. આ સ્થળે પહેલું શહેર કોણે અને કયારે વસાવ્યું ? કથા તો કહે છે કે ' જે ટેકરી ઉપર હાલમા ભરૂચ વસ્યું છે તે ટેકરી ઉપર પહેલાં લક્ષ્મીજીએ શ્રીનગર નામનું પોતાને વસવા યોગ્ય શહેર વસાવ્યું હતું; પણ

પાછળથી એ ઉજડ થઇ ગયું અને ત્યાં કેવળ જંગલ રહ્યું. આ જંગલ હેડંબા નામની રાક્ષસીની પુત્રી હાટિકાના તાબામા હતું; આજે મહી અને તાપી વચ્ચેનો જે પ્રદેશ ધનધાન્ય સમૃદ્ધિ અને વસ્તીથી ભર્યો છે. તે પ્રદેશ હિંસક પશુઓથી ભરેલા ઘીચ જંગલોથી ભરેલો હતો. જે વખતે આ નર્મદા કાંઠાના જગલમાં આવવાની કોઇ માણસ હિંમત નહિ કરી શકતુ હોય ત્યારે સાહસીક તપસ્વી ભૃગુઋષિ આવીને સમુદ્રે સંગમ આગળ એક ટેકરી ઉપર રહ્યા અને પાછળથી સ્થળ યોગ્ય લાગવાથી પોતાના શિષ્યોના કુટુંબો વગેરે અઢાર હજાર માણસો સાથે હેડંબાવનમાં આવ્યા અને નંદન સંવત્સરની માઘ શુદ પાંચમે નર્મદાના ઉત્તર કિનારા ઉપર કુર્મની પીઠ ઉપર વિશ્વકર્માનું સ્મરણ કરીને ભૃગુઋષિયે મોટું નગર વસાવ્યું. ભૃગુએ વસાવેલા નગરની સ્થાપના કુર્મની પીઠ ઉપર હોવાથી એ ભૃગુકચ્છ એવે નામે ઓળખાવા લાગ્યુ" ( રેવાખંડ )

ભરૂચની સ્થાપના સબંધી આ પૌરાણિક વાતોમાં ઐતિહાસિક તત્વ કેટલું હશે?

લક્ષ્મીજીના શ્રીનગરની કથા તો ભૃગુકચ્છની એક કાળની અસાધારણ સમૃદ્ધિનું રૂપક લાગે છે હેડંબા વન અને હાટિકાના તાબામાં એ આ પ્રદેશ જે કાળે જંગલમય હતો તે કાળની વસ્તુસ્થિતિ દર્શાવે છે. તે કાળે નર્મદા કાંઠાના લાટ પ્રદેશમા પણ જંગલ, જંગલી જનાવરો અને જંગલી માણસો- રાક્ષસો-એ શિવાય કશુ ન હતું. આવા જંગલમાં પ્રથમ ભૃગુઋષિ આવ્યા અને એમણે તથા એમનાં વિદ્યાર્થી સંઘે ટોળાએ—આ પ્રદેશને સાફ વસવા યોગ્ય બનાવ્યો છેવટે શહેર વસાવ્યુ. ઉપલી કથામાં આટલી એતિહાસિક હકીકત લાગે છે. ભૃગુઓ કોણ ? કયાંથી કયે રસ્તે આવ્યા ? ઉત્તરમાંથી માળવા રસ્તે આવેલા આ કોઇ આર્યો હશે ? કોકણમાથી જમીન રસ્તે આવેલા મિશ્ર આર્ય દ્રાવિડો હશે ? કે દરીઆ રસ્તે આવેલી ઈરાકના આર્યોની કોઈ બીજી ટોળી હશે ? કાંઇ નકકી કહેવાતું નથી. સમુદ્ર રસ્તે પણ આ

પ્રદેશમાં વસવાટ થવાનો ઘણો સંભવ છે. પણ નિશ્ચય કરાવે એવા કોઇ પુરાવા નથી. વળી 'ગુજરાત'ના પ્રખર પ્રતિભાશાળી તંત્રી કહે છે તેમ ભરૂચ વસ્યા પ્હેલાં કોઇક યુગમાં નર્મદા અને સમુદ્રના સંગમ આગળ માહિષ્મતી પુરી હોય તો એ પણ અસંભવિત નથી. રા. રા. મુનશીએ સપ્રમાણ સાબીત કર્યું છે કે કાર્તવીર્ય સહસ્રાર્જુનની માહિષ્મતી પુરી સંબંધી બધા પૌરાણિક ઉલ્લેખો, એ પુરી ભરૂચ હાલમા છે ત્યાં કે તેથી પણ નીચાણમાં નર્મદાના સંગમ આગળ હોય એમ સ્પષ્ટ સૂચવે છે. આ માહિષ્મતી નગરીનો સહ્સ્રાર્જુનનો નાશ કરનાર પરશુરામે નાશ કર્યો કે સમુદ્રે નાશ કર્યો એ કાંઇ જાણવામાં નથી. પછી ઐતિહાસિક કાળમાં તો ભરૂચનું દેદીપ્યમાન અસ્તિત્વ દેખાય છે. ગુજરાતનાં જુનામાં જુનાં શહેરોમાંનું એક ભરૂચ છે. વૈદિક સમયમાં એનું નામ નિશાન દેખાતું નથી પણ બૌધ્ધ જાતકોમાં, જુનાં પુરાણોમાં તથા જુના ગ્રીક રોમન લખાણોમાં ભરૂકચ્છ (બારીગાઝા)ના ઉલ્લેખો જોવામાં આવે છે. અર્થાત્ ઈ. સ. પૂર્વેના સૈકાઓમાં ભરૂચ ભારતવર્ષના પશ્ચિમ કાંઠાનું એક મુખ્ય શહેર હતું. એ વખતે છાશ્ટી (સાલસેટ)માં સુપારક, નર્મદાકાંઠે ભરૂચ અને સુરાષ્ટ્રમાં પ્રભાસ એ ત્રણ પશ્ચિમ ભારતનાં મુખ્ય બંદરો હતાં.

**ભરૂચનો ઇતિહાસ**—મૌર્ય પહેલાંના સમયની ખબર નથી. પણ મૌર્ય સમયમાં સૌરાષ્ટ્ર પેઠે ભરૂચ પણ મૌર્યોના તાબામાં હોવું જોઇએ. દંતકથા તો કહે છે કે ચાણાક્ય કોટિલ્ય અને મૌર્ય ચંદ્રગુપ્ત પાછલી અવસ્થામાં પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા રેવાકાંઠે શુકલતીર્થમાં આવીને રહ્યા હતા. (રેવાખંડ) આ દંતકથામાં કાંઇ તત્ત્વ જણાતું નથી, મૌર્યોના સંબંધની સ્મૃતિ હોય તો ભલે. અશોકના સામ્રાજ્યમાં ભરૂચનો—લાટનો—સમાવેશ હતો એ તો નિઃસંદેહ (જુઓ ગિરનારના લેખો). પછી શુંગોના હાથમાં ગુજરાત રહ્યું લાગતું નથી. પણ મીનેન્ડરના તથા એપોલોડોટસના સીક્કાઓ મળે છે એટલે કદાચ એ યવનોના

